# સટોરિયા રંડાયા !!

અથવા,

સુરતના સટ્ટા ટેવાળા રમુજી કહાણિ.

કવિ નદલાલ ઉતમરામ પાસે રચાવી જન હિત માટે પ્રગટ કરનાર

દવે કેશવલાલ સંપતરામ.

અનુષ્ટુપ છંદ.

સટ્ટો લાગ્યો થતા સટ્ટો સટોરિઆઓ હંડાયા
સટ્ટા બાઈ સુતા ચિતા સટોરિઆઓ રંડાયા.



સુરત રાઇઝીંગ સ્ટાર
છાપખાનામાં છાપ્યાં.

કીમ્મત એક આનો.

શાર્દૂલ વિક્રિડિત છંદ.

એહી ગધવ હોય તેને ધરશે પાયો પડે ડીફણો,
તેજી તુરિંગ રાક ચાબુક પડે દોડે ઝપાટે ઘણો;
એવા એ તમ કાજ આ સ્થળ રહ્યા ચેતો ન ચેતો ગમે,
આહે ગર્ધવ થાવ કાં તુરિ બનો સદ્ભાર્થે સાખ્યું અમે.

૭૦૪૦

# સટોરીયા રંડાયા !!

સટ્ટા રુપિ સુંદરી! જે થોડા સમય થયાં સુરત શહેરમાં સૌંદર્યતા અને સૌભાગ્ય ચીન્હોથી શોભતી હતી અને જેણે સુરતીલાલાઓની સુરતમાં સુદ્રઢ બળે વાસ કીધો હતો, જે મોહની રૂપ અને લાવણ્યપણામાં યુવાનીનું સુવાસિત પુષ્પ હોઇને રસિક જનોના અંતઃકરણને આહાલાદ આપતી હતી અને જે પોતાની દ્રષ્ટિ ફેરવતાંજ સામા માણસને વશ કરવાની નિપુણતા ધરાવનારી હતી, અને જે એકજ સુંદરીને માટે હજારો સુરતીલાલાઓ તેને પોતાની પ્યારી કરવાને, તેનાંથી ગૃહવ્યવહાર ચલાવી અત્યંત વિલાસ ભોગવવાને સ્વયંવર મંડપમાં તેને પરણી જવાના ઇરાદાથી ખાવું પીવુ અને વ્યાપાર સુધાંત છોડી દોડા જતાં હતાં, અને તે બાઇ સાહેબ ઘણાક પુરૂષોને નિરાશ કરી એકે વખતે ઘણાકની પત્નિ થઇ જતાં હતાં! છતાં બીજે દિવસે પાછા તેજ બાઇ સાહેબ ઘણાક પુરૂશોની સુરતોને હસાવવાને સ્વયંવરમાં પાછા પરણી જતાં હતાં! આમ અનેકવાર પરણી જઇને અનેક પુરૂષોની પત્નિ થએલા શોભાગ્યવતી અનેક પુરૂષ પત્નિ બાઇ શ્રી સાહેબ પાંચ ઉપર બળાત્કાર થયો!! અને તે બળાત્કાર થતાંની સાથેજ તે સતિ શિરોમણીએ આપઘાત કીધો!! એટલે શું થયું! તેના પ્રિય! આંખની કિકિ, હ્રદયના હાર ને પ્રાણના આધારરૂપિ સટોરીયા રંડાયા!!! હાયરે હાય!! બચારા સટોરીયા રંડાયા, તેની દાઝ કોને ન આવે? બચારા સટ્ટાબાઇના શા વખાણ કરીએ!! બચારી બહુ સારી હતી

સરોગીઆ ભાઇઓ! તમે ગભરાશોમાં, તમે વાંઢા થયા એ મને ખબરછે પણ આપણે કાંધા કાપવા કરવામાં કાંઇ માંલ તો પડયા નથી; એ નહીં ને એની બેન બીજી! હા થોડા વખત ઉપર શોરટીબાઇએ પોતાની ખુબસુરતીથી સઘળાને માહ વશ કીધા હતા અને તે હજારો માણસો વરી પણ ગયા હતા!! પણ ટુંકા વખતમાં તે બાઈ સાહેબ પણ ધમાયનમાઃ થઇ ગયા! અલબ'ત એક યાદ આવી! એક બાઇ સાહેબ હયાતછે! તે કોણ? વીમાબઇ!! નશીબ અજમાવવનો અને થોડા પઇસામાં તાલેવ'ત થઇ જવાનો વગર મેહેનતે લક્ષાધીપતિ બની જવાનો સટ્ટાબાઇની માફક આ બાઇ પણ હક્ક ધરાવેછે; પણ છીઃ કાંઇ સટ્ટાબાઇની તોલે આવે!! તે તે તેજ! આજનો ફડચો કાલ! તે કાંઈ વીમા બાઇ કરી શકે એમછે? વળી વીમાબાઇ તો મરણની રાહ જુએછે એતો આપણા સુરત નીવાસિ કવિ નર્મદાશ'કરના બોલ—"રામજી રડાપો આપો તાપી તિરથ કરીએરે ઘણું મરવાનો ધોકો ન ધરીએ"** ને અનુસરનારાછે માટે એ તો નાપાસ. કોઇ બીજી બાઇસાહેબ આ સટ્ટાબાઇને અનુ કુદી જાય, એને પણ વેચીને ચણા ખાઇ આવે એવી કોયતા બતાઓ? ઠીક હું શોધમાં ફરીશ. એવી એકાદેક બાઇ સાહેબ શોધી કહાડવાને માટે મારે ઉત્તર દક્ષીણ અને પુર્વ પશ્ચિમ ફરવું પડશે. એવી નામજાદા બાઇઓ કાંઇ રસ્તામાં જ્યાં ત્યાં રવડતી હોતી નથી! બાઇઓ થોડા દીવશ સુખે દુઃખે કહાડો આપણો ખોંખલો પડયો કન્યા શોધવામાં કાચો નથી

પણ બાઇઓ સદ્દાબાઇનીપેઠે તે બાઇ પણ એક વખતે હજારોને પરણી જનાર પતિવ્રતા!! હોય તે બાબત તમારે કાંઇ વાંધો નથી ને?

તે ગમે તેવી હોય તેની કાંઈ હમારે પંચાત નથી. પણ તેનામાં આટલા ગુણ અવસ્ય હોવા જોઇએ– એક પલ વારમાં ભોખારીને રાજા કરી મુકે. વગર મેહેનતે લાખો રૂપિયા મળી જાય અને પછી તેના પ્રતાપે અમે બઇ સાહેબ બાઇ સાહેબ કેહેવાઇએ.

આ પ્રમાણે સટોરીઆઓએ મોકલેલો તેઓને માટે કન્યા શોધી લાવનારો ગોર ગોળ ખાઇને નીકળ્યોછે, નદી નાળાં, અને ગુફા કોતરમાં તથા ગિરિવર અને તરુવર ઉપર શોધ કરેછે અને ત્યાં સુધી આપણે સદ્દાબાઇ કેવી રીતે મરી ગયાં અને સટોરીઆઓ કેવી રીતે દંડાયા. અરે રંડાયા તેનું દર્પણ દેખીયે અરે સ્વયંવર મંડપમાં પરણવાને માટે અત્યંત આતુરતા ધરાવનારા માહા સુરવીરો! એકઠા થયાં. અને પરણવાની ઉત્સુકતામાં વરરાજા બની જઇ દેશરાજાની દરકાર કરી નહી કાયદાને વાયદો કીધો! અમેજ રાજા-વરરાજા! છિયે એટલે બીજા રાજાનો પોલીસ હુકમમાં વરતવાની હમારે જરૂર નથી હો હા થઇ! બખેડો! ચાયલ થયું" એટલેજુગારવેરી રાજ ઘણા લાંબે વિચારે એકદમ પધારયા પકડાપકડી થઇ! નાસભાગ થઇ સપડાયા કચડાયા દોડ ધામધુમમચીગુમરાણ, આવી

મોરકાણુ, મી૰ મોતીલાલે લાલોને સપડાવ્યા જકડાવ્યા અરે બલત્કાર થયે, સરાબાઈ ઉપર બલાત્કાર થયે. અરેપણ એબલત્કાર કરનાર કોણ? મી. મોતીલાલ-

સટોરીઆઓ જો એમજહોયતો તમારી મોટી ભુલછે! અને તો મારે નાકભુલછે, જ્યારે મિસ્તર મોતીલાલે તમને જુગટિયા ગણી કોરટની રેવડીએ રેવડી દાણાદાણકરી ત્યારે શું તમે પણ તેને કોરટમાં નહિ ઘસડી શકોકે? તમારી પતિવ્રતા! ધર્મ શીળ! પ્રિય ઉપર એઓએજે બલાત્કાર કીધો તેબલત્કાર નોગુન્હો તમે સાંખી રહેશો કે? છીઃ તમે પાણી વગરના છો ધોયલા મુળા જેવાછો; માંડાની એ પ્રમાણેની ફરિયાદ ને ચલાવો કેશ;

મી૰ મોતીલાલે અમારી સ્વયંમવર મંડપમાં પરણેલી અમારી પરમ પ્રિયા પ્રાણ બાઈ શ્રી સટ્ટાબાઈ ઉપર બલાત્કાર ગુજારયો અને તેના પરિણામે તે ધર્મશીલ! બાઈનું મ્રત્યુ થયું વળી જેમ એકાદ ઘરમાં ગાંડીઆ તાવનું મરણ થતા ઘર ખાલી કરવામાં આવે અને તેના સગા વ્હાલાઓને કવોર ટાઇનમાં ઘસડી જવામાં આવે અને મકાનને જેમ કેટલોક વખત સુધી વપરાશને માટે ખુલ્લુ ન રાખતાં બંધ રોખવામાં આવે! તેવીજ સ્થિતિ બરોબર તમારી થઇછે!! તમારો પ્રિય પત્નિ ગુજરયા અને તમને કોરટ કવોરંટાઇનમાં ઘસડવામા આવ્યા અને સટાબજાર સુનુ પડયું પણ હવે સ્વળપાણું

જપરાશમાં મુકાશેકે કેમ એ શંશય મુક્ત વાતછે! તમારા ચોરી રટર રુપિ બડા ડોકટર તમારા તરફથી સરકારને સાબિત કરી આપવા નિકલ્યાછે કે સટ્ટાબાઇનુ મરણ પ્લેગ કેશથી નથી થયુ અને તેથીજ કોરટ ક્વેરંટાઇનમાં તેમના પતિઓને દાખલ કરવામાં આવ્યા છે એ ભુલ ભરેલુ છે!! પણ સરકારે આ વાતનો દરકાર કરી કે કેમ ઘરબાર ખુલ્લા મુકવાનીહુલ્લા પરવાનગી મળી કે કેમ;! એ જોવાનુછે અને તે જોઇ બિચાર સટોરીઆને મટિ રોઇ બે આશુ એ જોવાનુછે અને તેજોઇ બિચારા સટોરીઆને માટે રોઇ બે' આશુ પાડીખાશુ અગ મ બગડમ ચિતરવાને આ કલમ ને કલમ ટાકતા નરમ માગ ણી કરવાને શરમ લાગે એમ નથી!!

સટ્ટાનો કટ્ટો શત્રુ અને બટ્ટો લગાડનાર મો૦ મોતીલાલ, હાથ માં લાકડી લઇને કોરટની વચમાં બેઠ છે ઉભ છે. તોહમત દારોની સનમુખ પોતે પઇસાદાર હોવા છતા સારી મા[illegible] મીલકત ધરાવતા છતા સટ્ટાના બટ્ટામાં સપડાયાછે- કચડાયા છે- અને હવે કચરાયાછે. શોગનો બનાયછે, જુબાની થાય છે, ભાષણ કરાયછે, બેલીસ્ટર અને વકીલો- પોતાના વાક્-ચાતુર્યના ઘોડાઓ કુદાવવાને દાવની રાહ જુએછે આબરૂ-વાળાઓ પોતનો આબરૂને રૂવેછે અને સટોરીઆઓ મનમાંને મનમાં પોતાને કેદી બનાવનારાઓને ગાળો દઇ

તેઓના પાપ ધુવેછે!! કાયદાની બારીકી નીકળેછે- સવાલ થાયછે, જવાબ અપાયછે. મી૦ગાંધીએ પોતે બેગું કરેલું ગંધોઆણુ વાકદારાએ ખુલ્લું મુકવા માંડયું. બેલીસ્ટરે પોતાના અસીલોને બચાવતા ખાલી રોક ઝોક કરી, અધીકારીઓને કાયદા બારીકીની પ્યાલીઓ પાવા માંડી વળી પીપુડી વગાડી કે મારા અસીલો નિરદોશછે. આવી બાબતમાં ફરી યાદી અપશોશછે, ખરેખર એમાં સામા પક્ષનોજ દોષછે. અમારા અસીલોના હોશ કોશ ઉડી ગયાંછે અને તેના હકમાં- શું કોઇ દાહઃમાં! મી૦બળવંતરાવે બોલવામાં બળ વાપરયું અને મુક્તિની જુક્તિમાં અરજીને સરજી પણ તે આપણા મેજીસ્ટેટ સાહેબે વરજી!! મી૦તાનીઆએ તાતા કરેલા તીરો મારયા. અને તે મી૦તાલીયારખા આદીને સાલ્યા. અગત્યનો પાયમાલીનો કેશ ફેંશલા ઉપર બેશી રહેલા ગામ- દેશનો હંમેશનો વેશ- લંબાણ લો નોંધ એમ બોલ્યા, વાકચાતુરયના જોધ પણ તેમાં પડયો વિરોધ. સંપુર્ણ તપાશમાં નાપાશ, આશ ગઇ!!

સટ્ટાબાઇ મરી ગયાં! તેની ઠાઠડી બંધાઇ! અને શ્મશાન ભુમી ઉપર તેને દાહ કરવામાં આવ્યા! પણ હજી દાહ થતા અગાઉ તેના રશીક ભરથારો તેના ઉપરના પોતાના

અપુર્વ પ્રેમને લીધે શોકાગ્નિની ઝાળમાં બળ્યા કરેછે! શોકા-કૃતિ સુચક વસ્ત્ર ધારણ કરેછે. પણ કેટલાક એ બાઇના કામવિલાસી વિષયી પુરૂષો જ્યારે તેનો વિયોગ સહન કરી શક્યા નહિ ત્યારે તેઓએ એ સદ્દાબાઇના ઝળહળા તેજથી કીંચિત પ્રકાશમાન થયેલી તેની સખીઓને ખુણે ખોચરે ગલી કુંચીમાં માળે ત્રીજેમાળે લઇ જઇ તેની સાથે વિહાર કરવા લાગ્યાછે! સ્વક્રિયામાં અત્યંત શક્તારૂઢ થયલા સ્વક્રિયાનુ મરણ થતા પરક્રિયામાં રાચવા લાગ્યાછે! અને તેઓનો પ્રેમ માત્ર વિલાશનોજ ભુખ્યો હોય, માત્ર વિષય સામગ્રીના બાળોજ હોય એમ શાબિત થાયછે. આપણામાંના જે સદ્દાબાઇએ સુરતીલલા- સટોરીઆને વિષય સ્વાદ ચખાડયોછે, જે વિષયે તેમને ભારે વશીકરણથી વશ કરી મુકયાછે, તે વિષયને શું તેઓ છેડે!! ફજેતીની ફિરકી ઉપર સટોરીઆઓ ચડયા, ચકરડી ભમરડામાં લપેટાયા! અને તેમની ફજેતીના કનકવાઓ વગર શક્કાતે આકાશમાં ઉડી લોટ- ગુલાટ ખાવા લાગ્યા પોલીશ અલમદારરૂપિ માંજાથી પેચ થયા! કેટલાકે ગુલાટ ખાધી કેટલાક કટ દઇ કપાયા! અને કેટલાક ઝુમ દઇને ફાટયા, કેટલાક વૃક્ષ ડાળમાં ગુચાયા- માંજાના પેચ ઘણા નેસ્ત થયાં. હવે તેનું મુળીઊં બેરીસ્ટર અને

ખાલીશટમાં ગેપાયું!! હવે તે મુળીઆને નાશ કરવા વાળો માળીનો અક્કલ કઇ પાળીએ કામલેછે તે જણાશે.

સટ્ટા બાઇને સ્વયવર મંડપમાં ચડપ ચડપ પરણી જનારા વરરાજાઓએ દેશાધિપત્ય ધરાવનાર સરકારની પણ ચાલે કરવાનો લેશ દરકાર ન કરનારને સરકાર કેમ છોડે? અલબત સરકારે પોતાનું અનમસ્ત જબરજસ્ત પણું વાપરી સટોડીઆઓને પોતાને ચાલો કરવાની ફરજ પાડી. પોતાની ગરજને ફરજ રૂપમાં ફેરવા અને સરકારના અને સુરતના સસા નામનો સાથે સબંધ ધરાવનાર સટોરી આ નામને જુગટીઆ નામના ફેરવી નાખવાનું દુરસ્ત ધાર્યું. અને મીઠ મોતલાલે સટ્ટાબાઇને પોતાના નામના મોત અક્ષરને અરપણ કર્યા. અને હરદેવે પિનાકને ધારણ કર્યું, પણ એ પિનાક સાચા મોતી અને લાલ જે એરણ જેવા સખત ઘાને સહન કરવાને શક્તિવાન છે તેના ઉપર અસર કરેછે કે કેમ? પણ અરે સમજ જતાં સનાથ ની કઈ અને તેનુ કારણ ઉભયના શકા કાંન હોય.

પાયમાલિનો પાયો રોપનાર સુરતનુ સત્યાનાશ કરનાર અણુપ્રાચયિને અંધા બનાવી જુગટામાં દોરનાર, શિર સટ્ટાનો રોજગાર. આ સટ્ટા બાઇનુ જાણે મરણ થયું અને આટે હિતચિંતકો અને સમજુઓ તો સખુદલ દિલગિર થઈ

નહિજ. અને સરકારે એસબંધે જે કાંઇ કર્યું તે મબ લાગણીથ કરેલું ધારી આનંદિ થશે પણ જેઓનાં કલેજા કપાઇ ગયાંછે જેઓના પેટમાં દુખી આવ્યુંછે જેઓને પોતાનો પ્રિય વ્યપાર જતો રહયો સમજાયો છે. તેઓ ગમે તેમ મારે તેવા હઠીયા ફુટા દેશના તથા પોતાના હિતને ન સમજનાર દુરાગ્રહિઓનો સંપુર્ણ હાર હુટે અને પુનઃ કોઇ પણ કાળે પુનઃ જીવન પામે નહિ એવા અબળ પ્રયત્ન થવાને આપણે નામદાર સરકારને અને જગતકર્તા કિરતારને સમર્થના વિનવવું જોઇએ

ઉપમા કાવ્યક્ષમાં આ જે લઘુ લેખ લખાવામાં આવ્યોછે, તે ઘણાની સાથે સબંધ ધરાવનારા હોવા છતાં દેશ હિત અર્થેજછે. અને અડાણુ રહુ જેના સટોરીઆને એક ચાબુકનો સપાટોછે. સટ્ટાખાનાથી રંડાયલા અને સરકારથી દંડાયલા વીરોની યાદી નીચે મુજબનાઇ; જો તેઓને નમોશી લગાડનાર હોવા છતાં દેશ હિતને માટે હું પ્રગટ કરવાની લાલચને થોભાવી શકતો નથી.

ગરબો.

પુનમ ચાંદની પુરી ખિલિ૦ — એ રાગ.

મેજીસ્ટ્રેટ પાસે સટ્ટાકેસ આવિયો રે, તેમાં ડંડાઈ ગયાછે સુડતાલિસ

તેને ગરબામાં ગુંથીને ગાઇએરે- એ રાગ.

સટ્ટા બજાર તો સૌનું સૌ સમજાય છે રે,
જોવા જનારને શ્મશાન જણાય- તેને૦
મોહનિ મોહક રૂપ ઘણી, સટોરિયા પ્રિય પ્રાણ;
સટ્ટા બાઇ મરી ગઈ !! શું કિધું તેં ભગવાન.
રખડ્યા સટોરિયા સરવે ભુલિ ભાનનેરે;
ચડ્યા કોરટમાં દહાડા નિરવાણ-તેને ગરબામાં૦
વિજુ બાઇ પરમાનદને ઠાકોર ઘેલા ભાઇ;
મગનલાલ ઘેલા વળી તાંબુ પરસોતમ બાઈ.
ઠાકોર પરમાનદે સટ્ટાના વેપારનીરે
માંડી દુકાન કમાણીને વિચાર-તેને ગરબામાં૦
અમરચંદ મેળાપને ધિરજ રંગિલ ગણ,
લલ્લુ ધરમચંદને ચિમન પ્રાણજીવન.
વિજુબાઈ લલ્લુભાઇ પણ સંઘાતમાં રે
નગિન જેઠાશાન ચુક્યા નથી ભ્રાત -તેને ગરબામાં૦
વિક્રમ તુળસી દાસને છબીલ મુકુંદ જાણ;
છગન વિજભુખણ એ ચૌદ કરી દુકાન;
લાગ્યો સટ્ટા તણો બટો તો અખંડનોરે;
થયા વિસ વિસ રૂપિયાનો દંડ -તેને ગરબામાં૦

ગરબો. ૨

શું નટવર વસંત થઇ થઇ નાચી –રાગ.

છે અજબ ગજબ સટ્ટા બાઈ તણો;

સટ્ટા બાઈ તણો બટ્ટા માંહિ ઘણો–છે અ

તેત્રી જણ ડંડાઇ ગયા ડસ્યું જુગટિયા નામ,

રૂપીઆ દસ દસ ગણ્યા કોરટ ખડે મુકામ.

હરિ પરભુને ગુલાબ નગિન દાસજી

ગોરધન વીઠલ, માંહી આવી ગયો– છે૦

ગોકળ હરજીવનને, ઠાકોર માણજીવન

ત્રીભોવન ડાહ્યા તથા મગન છબીલ પણ ગણ

માણી બાપુ, બાળમુકુંદ રામાનંદરે

ગીરધર હરકીશન, કૃષ્ણાનંદરે– છે૦

જેકીશન ગોરધનને, નગીન ખુશાલદાશ

મંચ્છા જગજીવનને, બાલુ ચુનીનો વાશ

નગીન ઘેલાને, સહાયદતુર જાણજો.

રૂપચંદ પિતાબંર. સાથી થયો– છે૦

બરાનપુરી રાગ

મુળચંદ સુત જમનાદાશ, નાનાભઇ વરજદાશ

હીરાચંદનો સમાશ, સટોરીઆ વિષે

માણેકલાલ વિજભુખણ, ત્રીભોવન રામજી ગણુ

વિજભુખણ અભેરામ. ભેગા મળ્યા દીશ
વનમાળી ફકીર સાથે, ચુનો પરમાનંદ સંગાથે
બાઇદાસ તુલશી હાથે, જુઓ હલકા થયા
વળી ફકીરચંદ સવાઇ, સાથે રઘા હરભાઇ
નગીનદાશ નથુભાઇ, કેંવા રહી ગયાં
સુરજ, વિજભુખણદાશ.
સોમનાથ, એચ્ચરદાશ.
દડાયા થતાં તપાશ
એ તેત્રીશ જણા
તેત્રી જણા ગયા દડાઇ, ચૌદ દુકાનો રંડાઇ
સટ્ટાબાઇનો મંડાઇ, ગઇ મોહકાણ
બંધી કીધીછે સરકારે, એતો કારજ કીધું ભારે
ગાઓ આનંદે અત્યારે, ઠોક ઠેજ ગયું.

## મરશિયો.

હાય હાયરે ! ભાઇ રંડાયા સટોરિઆ ! !
હાય હાયરે ! ભાઇ દંડાયા સટોરિઆ ! !
સટા બાઇ મરણ તો પામી, શનેડ ઠામે સટોરિયાને ઠામો.
ગઇ ચાલા તે સ્વર્ગે વિરામી! રે હાય હાયરે!૦
ક્રિયા સટોરિયાને રખડતાં, ભાન ભુલી ભુમિ પર પડતાં,

કાળજાંઓ કુમળાં કકલતાં ! રે હાય હાયરે !૦
અરે શાણિ દયા ન કેમ આવી, ગઈ હાય તું સ્નેહ કરાવી.
બાઈ સટોરિયાને રડાવિ ! રે હાય હાયરે !૦
હવે રે'શે તે વાંઢા બિચારા, સ્નેહ લુબ્ધ હતાં જે તમારાં;
રખે થાય પુ'ઠે મરનારાં ! રે હાય હાય રે !૦
કરો સાધન લોબાન ભભરાવો. જાપ બ્રાહ્મણની પાસે જપાવો;
સદા બાઈને જીવતી બનાવો ! રે હાય હાયર !૦
તમે જોશ જોશિને જોગાડો, ગ્રહ દાનને દ્વિજ જમાડો;
સુતિ સદાબાઇને જીવાડો ; રે હાય હાયરે !૦
બહુ મિત કરેલી પિયા વા'લે કરચો તેનો વિયોગ મોતિલાલે;
રચ્યો રાસડો તેનો નંદલાલે ! રે હાય હાયરે !૦



વાંચો ! ! વાંચો ! ! વાંચો !

સુરત રાઇજીંગસ્ટાર છાપખાનું

ઉપલા નામનું છાપખાનું હાલ કેટલાક વખત થયા બંધહતું તે પાછું નવા માલીકના હાથ નીચે ખોલવામાં આવ્યું છે. માટે છાપખાના સાથે સંબંધ ધરાવનારા ગ્રાહકોને વિનંતી કરીએ છીએ કે તેઓએ આ છાપખાનાના મેનેજરને મળવું.

મેનેજર.

રાઇજીંગ સ્ટાર છાપખાનું મોટા મંદીર સુરત.